૬૯૯૯

# ઉપોદ્ઘાત.

જેમ તેજમાં સર્વ પ્રકાશિત સૂર્ય છે, પુષ્પોમાં સુગંધમય ગોલાબ છે, ઝવેરમાં સૌથી કીમતી હીરો છે, તેજ પ્રમાણે કાવ્ય સાગરમાં સર્વોત્તમ **'નળાખ્યાન'** છે. દરેક સરકારી તેમજ 'ગ્રાન્ટ' મેળવતી શાલામાં અને જયાં ગુજરાતીનો પકવ અભિયાસ થાયછે ત્યાં અંગ્રેજી ત્રીજા ધોરણમાં **નળાખ્યાન** ચલાવવામાં આવેછે. આ પુસ્તક જેટલુ રસિક છે તેટલુંજ તે સમજણમાં કઠણ છે, તેથી તેમાં ઉંડાણમાં જયા વગર જે રસમય ભાષામાં તે લખાયલુંછે તે રસ શીખવતી વખતે મળતો નથી, અને વિદ્યાર્થી કંટાળે છે. આવું પુસ્તક વળી (School Final) ની પરિક્ષામાં નિમાર્ણ કીધું છે, જેથી એની અગત્યતા વધુ ને વધુ જણાય છે. આ માટે સર્વ નિશાળોને અગત્યનું થઇ પડે તેમજ બીજા જિજ્ઞાસુઓની ઇચ્છા તૃપ્તથાય એવા હેતુથી આ લઘુ પુસ્તકની શાળોપયોગી આવૃત્તિ ભિન્ન ભિન્ન પુસ્તકો પરથી તારવી કાઢી છે.

આ પુસ્તક રચવામાં સરકારી, બૃહત, ગાયકવાડી અને બીજા વિદ્વાન પુરૂષોના બનાવેલા તમામ "કાવ્ય દોહન" નો મુખ્ય આધાર પકડયો છે; તેમાં કેટલેક ઠેકાણે લખાણ તેમજ અર્થમાં બીજી નકલો જોઇ સહેજ ફેરફાર કીધો છે, જેથી તે નિશાળોમાં દરેક પ્રકારે અનુકૂળ થાય. નળાખ્યાન અસલ **કયાં, કોનાથી,** અને કંઇ ભાષામાં લખ્યું છે, એ જાણ્યા વગર તેની મતલબ સમજી શકાય નહીં, એ અર્થે શરૂઆતમાંજ **"મહાભારત"** નો ટુંક સાર તેમજ બીજી જાણવાજોગ બાબદનો લંબાણ ખુલાસો આપ્યોછે; જેથી શિક્ષક અને શિષ્ય બંનેની મુશ્કેલી દૂર થાય. આ ચોપડીમાં ફકત શબ્દોનો અર્થ ન આપતાં **ઉત્સર્ગ, ધાતુ, સમાસ, સંધી,**

અને બીજી શાસ્ત્રિય બાબદોનો ખુલાસો યથામતિ કીધો છે; જેથી આશાછે જે આ પુસ્તક અનેક રીતે ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક સંબંધી કાંઇ પણ મત, સૂચના, ભૂલ વગેરે કર્ત્તાપર લખાઇ આવશે તેપર ઉપકાર સહિત ધ્યાન પૂગાડવામાં આવશે.

જા. ન. પા.

તથા

મા. એ. સં.



# શાલોપયોગી નળાખ્યાન.

## પ્રેમાનંદ કવિનું જીવનચરિત્ર.

આ કવિ જાતે બ્રાહ્મણ હતો. એના જન્મનું નક્કી વર્ષ જણાયું નથી, છતાં કેટલાક સંવત ૧૬૯૦ થી ૧૬૯૫ ને આશરે કહેછે. એ વડોદરાનો રહેવાસી હતો. એ કાંઇ જન્મથીજ કવિ ન હતો. તેમજ એણે નાનપણમાં વિદ્યાભ્યાસ પણ કર્યો ન હતો. એની બુદ્ધિ જડ હતી. એ ભિક્ષા માગી પોતાનું ગુજરાન કરતો હતો. એના કવિત્વ વિષે એવી દંતકથા ચાલે છે કે કોઇ સાધુ વડોદરામાં આવ્યો હતો તેની પ્રેમાનંદે ઘણી સેવાચાકરી કરી તેથી પ્રસન્ન થઇ જતી વખત તેની જીભ ઉપર તે સાધુએ મંત્ર પઢી કાંઇ લખ્યું તેથી તેનામાં કાવ્યશક્તિ આવી. એણે દંતકથા અને સંસ્કૃત ગ્રંથોને આધારે પુસ્તકો લખ્યાંછે. એની કવિતામાં કરૂણા, હાસ્ય, અદ્‌ભુત, વીર અને શૃંગારરસ ઘણા સારા છે. એણે પિંગળપ્રમાણે કવિતા બનાવી નથી પણ એના વખતની રીતીને અનુસરીને ગુજરાતીઓને પસંદ પડતા રાગોમાં કરીછે. એની ભાષા શુદ્ધ અને સરળ છે. એના રચેલા ગ્રંથોમાં **નળાખ્યાન, સુદામાચરિત્ર, ઓખાહરણ, સુધન્વા આખ્યાન, અભિમન્યુ આખ્યાન, રૂખમણીહરણ, વિવેક વણજારો, દશમસ્કંધ, દાણલીલા, દ્રૌપદીહરણ, નરસિંહ મેહેતાનું મામેરૂં, હુંડી,** વગેરે મુખ્ય છે. એની કવિતા રસિક, બોધક, આનંદ આપનાર અને મન

હરનારી છે. ઉપર લખેલાં ગ્રંથોમાં નળાખ્યાન પ્રથમ પદવીએ પહોંચે છે. એના આયુષ્ય દીર્ઘ હતા એટલે એ લગભગ સો વર્ષ જીવ્યો હતો. જેમ એના જન્મ માટે કોઇ બરાબર જાણતું નથી તેમજ એનાં મરણનું પણ નક્કી વર્ષ કોઇને ખબર નથી. કોઇ સંવત ૧૭૯૦ પછીનું જણાવે છે. પ્રેમાનંદ સ્વભાવે મળતાવડો, વિવેકી, માયાળુ અને ધૈર્યવાન હતો.

# મહાભારતનો ટૂંક સાર.

દિલ્હીની પાસે હસ્તિનાપુર નામે એક જુનું રાજ્ય હતું ત્યાં તે વખતે **શન્તનુ** નામે ચંદ્રવંશી રાજા રાજ્ય કરતો હતો. એને **વ્યાસ** નામે છોકરો હતો જેને બે દીકરા હતા. વડો આંધળો હતો તેનું નામ **ધૃતરાષ્ટ્ર** હતું અને બીજાનું નામ **પાંડુ** હતું. ધૃતરાષ્ટ્ર આંધળો હોવાથી વ્યાસે પાંડુને પોતાનો ગાદીવારસ ઠરાવ્યો હતો. ધૃતરાષ્ટ્રના **સો દીકરા કૌરવને** નામે અને પાંડુના **પાંચ દીકરા પાંડવને** નામે ઓળખાતા હતા. પાંડવોનાં નામ **યુધિષ્ટિર** અથવા **ધર્મરાજ, ભીમ, અર્જુન, નકુળ** અને **સહદેવ** હતાં. કૌરવોમાં વડો **દુર્યોધન** હતો. તે દુરાચરણી અને પાપી હતો, અને તેના સઘળા ભાઇઓ પણ એના જેવાજ પાપી હતા. યુધિષ્ટિર મોટો હોવાથી પાંડુના મરણ પછી તેને ગાદીવારસ જાહેર કર્યો. આ પ્રમાણે પાંડવોમાંના એકને ગાદી મળેલી જોઇને લોકો ઘણા સંતોષ થયા, પણ પાંડવોની ચઢતી કૌરવોથી જોઇ શકાઇ નહીં. કૌરવનો **શકુનિ** નામે મામો હતો તે પણ મહાપાપી હતો. તે કૌરવોને પાંડવોસામે પ્રપંચ કરવા ઉશ્કેરતો હતો. એ પાસા રમવામાં બહુ કુશળ હતો. શકુનિ અને કૌરવો એવા અનુમાનપર

આવ્યા કે પાંડવોને મારી નાખવા, પણ પાંડવો દરેક પ્રકારે બહુ સાવચેત રહેતા હતા. કોઇ કોઇ વાર તેઓ મરતાં સેજમાં બચી જતા હતા. તેમને કેટલોક વખત સુધી યોગી થઇ જંગલમાં ભટકવું પડયું. આખરે તેઓ જંગલ છોડી **પંચાળ** દેશમાં આવી લાગ્યા, જ્યાં તેઓ બ્રાહ્મણને વેષે **દ્રૌપદી**ના સ્વયંવરમાં ગયા. જ્યાં મોટા મોટા રાજાઓ ઉપરાંત **દુર્યોધન, કર્ણ, દ્રોણ,** વગેરે આવ્યા હતા. સ્વયંવરમાં એવું વરદાન હતું કે જે કોઇ ભારે ધનુષ્યથી ચક્ર ભેદીને મચ્છની આંખ વીંધે તેને દ્રૌપદી પરણે. ધનુષ્ય એવું ભારે હતું કે કેટલાકો તે ઉપાડી પણ ન શક્યા. પણ અર્જુને ધનુષ્ય ઉપાડી પહેલેજ બાણે મચ્છની આંખ વીંધી નાખી, અને દ્રૌપદીએ તેના ગળામાં વરમાળ ઘાલી. આપ્રમાણે એક બ્રાહ્મણને તે પરણી તે જોઇ હાજર રહેલા સઘળા રાજા બહુ ગુસ્સે થયા અને દ્રૌપદીના બાપસાથે લડાઇ કરવાનું કહેણ મોકલ્યું; પણ પાંડવોએ પોતાનો ધારણ કરેલો પોષાક બદલ્યો તેથી તેઓ ક્ષત્રીય છે એમ જાણી સઘળું શાંત થયું. પણ આથી કૌરવો વધારે અદેખા થયા. પાંડવો દ્રૌપદીને લઇ ઘર ગયા. ભીમે ઘર જઇ માને કહ્યું, "મા, અમે કંઇ અમુલ્ય વસ્તુ લાવ્યા છીએ." માએ કહ્યું, "મારા દીકરા, જો તેમ હોય તો તમે પાંચે તે સરખે ભાગે વહેંચી લો." માને ખબર ન હતી કે તે શું ચીજ છે. છતાં પણ પોતાની મા તરફની તાબેદારીની નિશાની અને ફરજ સમજીને તે પાંચે દ્રૌપદીસાથે પરણ્યા. ધૃતરાષ્ટ્રની સમજાવટથી પાંડવો પાછા રાજધાનીમાં આવ્યા અને **ઈંદ્રપ્રસ્થ** નામના શહેરમાં થોડોક વખત સુખચેનથી રહ્યા. યુધિષ્ટિર સિવાય સઘળા ભાઇઓ આસપાસના રાજ્યો જીતવા ગયા. તેઓએ કેટલાંક રાજ્યો જીત્યાં અને કેટલાકોપાસે ખંડણી કબુલ કરાવી મોટી દોલત એકઠી કરી પાછા

આવ્યા. યુધિષ્ઠિરે મોટી દરબાર ભરી અને પોતાને મોટો રાજા કબુલ કરાવવાને નાના મોટા રાજાઓ, સરદારો, ઠાકોરો, વગેરેને ત્યાં બોલાવ્યા. પાંડવોની આ પ્રત્તેહ કૌરવોથી જોઇ શકાઈ નહીં. તેઓ તો કોઈ પણ પ્રકારે પાંડવોપર વેર લેવું એ ધારણાથી પાછા **હસ્તિનાપુર** ગયા. ત્યાં પોતાવચ્ચે એક ખાનગી દરબાર ભરી, જેમાં શકુનિએ તેમને સલાહ આપી કે તમે પાંડવોને તમારી સાથે જુગટું રમવાનું કહેણ મોકલો. યુધિષ્ઠિરે તે કબુલ કર્યું. તેણે પોતાનું સર્વસ્વ હારી જવા ઉપરાંત પોતાને, ભાઇઓને અને દ્રૌપદીને પણ ખોયાં આથી કૌરવો ઘણા ખુશી થયા. પાંડવોની આવી દુર્દશા જોઇને **વિદુર** વગેરે ત્યાં બેઠેલા મહાન પુરૂષોની સમજાવટથી એવું નક્કી થયુ કે પાંડવોએ ફરીથી જુગટું રમવું, અને આ વેળાની રમતમાં જો તેઓ હારે તો બાર વર્ષ વનવાસ કરવો અને તેરમે વર્ષે ગુપ્ત રહેવું. જો તેરમાં વર્ષમાં તેઓ કોઇની નજરે પડે તો બીજાં બાર વર્ષ વનવાસ ભોગવવો. આ શરત પણ પાંડવોએ ગુમાવી તેથી તેઓ દ્રૌપદી સહિત જંગલમાં ચાલ્યા. આ પ્રમાણે અતિ દુઃખ વેઠયાં છતાંપણ કૌરવો મહા મહા પીડા આપતા હતા. વનવાસ ભોગવ્યા પછી પાંડવોએ વિચાર્યું કે આપણે આપણી પ્રતિજ્ઞા તો પાળી પણ કૌરવો હજીપણ આપણું રાજ્ય આપણને આપશે નહી; તેથી તેઓએ મોટા મોટા રાજાઓસાથે વિચાર કરીને **દ્રુપદ** રાજાના બ્રાહ્મણને કૌરવને ત્યાં મોકલ્યો. ધૃતરાષ્ટ્રે પાંડવને કહાવ્યું કે આવો અને આ પાંચ નગરનું રાજ્ય ભોગવો. પાંડવોએ કબુલ કર્યું પણ કૌરવોએ તેપણ આપવાની ના પાડી તેથી અંતે યુદ્ધ કરવાની ફરજ પડી. આ લડાઈ **કુરૂક્ષેત્ર પાણીપતનાં** મેદાનમાં થઇ જે અરાડ દિવસ ચાલી. તેમાં

આખરે કૌરવ હાર્યા અને માર્યા ગયા. એ રીતે ધૃતરાષ્ટ્ર, યુધિષ્ઠિર, પાંડવો, તથા સર્વ મંડળ ધામધુમથી હસ્તિનાપુરમાં દાખલ થયા, અને ત્યાં રાજ્ય કરવા લાગ્યા.

## નળાખ્યાનનો ટૂંક સાર.

નળાખ્યાનમાં **નૈષધ** દેશના રાજા **નળ**, અને તેની બાયડી **દમયંતી** પર જે મહા કષ્ટ પડયું તેનું વર્ણન કીધેલું છે. અસલ એ વર્ણન મહાભારત નામના હિંદુ ધર્મ પુસ્તકમાં વેદ **વ્યાસ** ઋષિએ સંસ્કૃત ભાષામાં રચેલું છે. મહાભારતનાં જે પ્રકરણમાં એ વર્ણન આવેછે તેને **આર્ણિક** કે **વનપર્વ** કહેછે. તેમાંથી ગુજરાતી ભાષામાં પ્રેમાનંદે તરજુમો કીધોછે. વળી લાટિન, જર્મન, ફારસી અને ઈંગ્રેજી ભાષામાં પણ એનાં ભાષાંતર થયાં છે.

**મહાભારતમાં નળાખ્યાન લખવાનું કારણ:**—જ્યારે પાંડવો પોતાનું રાજ્ય કૌરવો સાથ જુગટું રમતાં હારી ગયા, ત્યારે તેમના વનવાસ વચ્ચે **ધર્મરાયનો** માનીતો ભાઈ **અર્જુન** કાંઇ કામસર સ્વર્ગમાં ગયો, જેની જુદાઇમાં તે ઉદાસ રહેતો. આ વખતે તેને ત્યાં **વૃહદશ્વ** નામનો એક તાપસ આવ્યો જેણે **યુધિષ્ઠિરનું** દુઃખ ભૂલાવવા નળનું આખ્યાન પાંડવો આગળ કહેવું શરૂ કર્યું.

**નળની કથા:**—એક વેળા **નળ**ના બાપ **વિરસેન**ની દરબારમાં **વિદર્ભ** દેશના રાજા **ભીમકની દમયંતી** નામની કુંવરીનાં સ્વરૂપનાં અતિ વખાણ થયા, જે સાંભળી નળ તેપર મોહિત થયો. નળ એક વેળા

જંગલમાંથી એક અદ્દભૂત હસ પકડી લાવ્યો, જેની મદદથી નળ દમયંતી સાથ પરણ્યો. દમયંતીને પાછળથી ઇંદ્રિસેન અને ઇંદ્રિસેના નામે બે સંતાન થયાં. જ્યારે નળ રાજા થયો અને તેનો પિત્રાઈ પુષ્કર સેનાપતિ થયો, ત્યારે નળની કીર્ત્તિથી અદેખો થઈ પુષ્કર નળ સાથ જુગટુ રમ્યો, જેમાં નળ સર્વસ્વ હાર્યો. આથી નળ અને દમયંતિને એકેકજ વસ્ત્રસહિત નગર છોડી જંગલમાં જવું પડયું. જંગલમાં દમયંતીનું દુઃખ નળથી દેખી ન શકાવાથી તે એક દીવસ દમયંતીને છોડી છૂપીરીતે ચાલી ગયો.

નળને પોકારતી દમયંતી વનમાં રખડતી હતી. એવામાં માર્ગમાં એક અજગરના વકાશેલા મ્હોંમાં દમયંતીનો પગ પડવાથી તેણે દમયંતીને ગળવા માંડી. દમયંતીએ ચીસ પાડવાથી એક પારધીએ તે અજગરને મારી તેને છૂટી કરી. પારધીની નજર દમયંતીપર બગડયાથી શ્રાપ દઇ દમયંતીએ તેને બાળી ભસ્મ કર્યો. પાછળથી દમયંતી ભટકતી ભટકતી ચૈદ્યવસુ નગરીમાં બીજે નામે આવી પહોંચી, જ્યાંના રાજા સુબાહુની રાજમાતાએ તેને કેટલીક સરતે પોતાની સુનંદા નામની રાજકન્યા સાથ રાખી.

દમયંતીને છોડી નળ ચાલતો થયો, જ્યાં આગળ તેણે કર્કોટક નામના એક નાગને બળતો દીઠો. નળે તેને છોડવ્યો કે તેણે નળને ડંખ દીધો જેથી નળ કાળો અને કદરૂપો થયો. કર્કોટકે નળને કહ્યું કે તારૂં રૂપ છૂપાવવા મેં ડખ્યો છે; પછી એક વસ્ત્ર આપી કહ્યું કે "તારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર પહેરી મારૂં સ્મરણ કરજે જેથી તું અસલ રૂપમાં આવશે અને દમયંતી તથા રાજ્ય પાછાં મળશે." પછી નળ અયોધ્યાના ઋતુપર્ણ રાજા કને ગયો જ્યાં બાહુક નામ ધારણ

કરી સારથીઓના ઉપરી તરીકે અશ્વશાલામાં રહ્યો. પાછળથી દમયંતીના પિતાએ નળ દમયંતીનો શોધ કરવા બ્રાહ્મણોને દેશોદેશ મોકલ્યા. જેમાંનો એક **સુદેવ** દમયંતીને શોધી તેના પિતા કને લઇ ગયો. પાછળથી દમયંતીએ સ્વયંવર કરવાનું કહેવાડી દેશો-દેશના રાજા બોલાવ્યા, જેમાં **ઋતુપર્ણ** રાજા પણ પોતાના સારથી **બાહુક (નળ)** ને લઈ આવ્યો. જયાંથી દમયંતીએ બાહુકના કેટલાક કર્ત્તવ્ય જોઇને ઓળખ્યો કે આજ **નળ** છે. પાછળથી ભીમકે બાહુકને સભામાં બોલાવ્યો જયાં ઇશ્વરવાણી પ્રગટી કે "હે નળ રાજા, હવે તારું રૂપ પ્રગટ કર." પછી બાહુકે નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પેહેર્યું કે તે અસલ રૂપ બની ગયો. દમયંતી અને સર્વ પ્રસન્ન થયાં અને ઘણાં દાનધર્મ કર્યાં. પછી નળરાજા અપાર સૈન્ય લઇ પોતાના દેશમાં આવ્યો અને પુષ્કરને બોલાવી કહ્યું કે મારી સાથે જુ-ગટું રમ કે લડાઇ કર. નળે જુગટું રમી સર્વ રાજ્ય પાછું જીતી લીધું અને પુષ્કરપર દયા કરી તેને એક ગામ આપ્યું. પછી નળ રાજા સારી રીતે રાજય કરી કેટલેક વખતે દમયંતી સહિત સ્વર્ગે ગયો.



# આ ચોપડીમાં વપરાયલા ઉપસર્ગોના અર્થ.

અતિ = બહુ.
અધિ = ઉપર.
અનુ = પછી; મલતું.
અંતર = વચ્ચે.
અપ = ઉતરતું; ખોટું.
અપિ = ઉપર.
અભિ = ભણી; ચોગમ.
અવ = નીચું, ઉતરતું.
આ = સુધી, પૂર્ણતા.
ઉત = ઉચું, ચઢતું.
ઉપ = ઉતરતું; નાનું.
દુઃ = ખોટુ.
નિ = માંહેલું, બહાર, સાથેનું.
નિસ = વિના.
પરા = દૂર.
પરી = ચોગમ, બહુ.
પ્ર = વિશેષ.
પ્રતિ = ફરી, સામુ.
વિ = વિશેષ, વિના.
સમ = સાથે.
સુ = સારૂ.
અ = અન – વિના.
કુ = નઠારૂં.
ન = નિષેધ.
પશ્ચાત્ = પછીથી.
પર = પારકું.
સ્વ = પોતાનું.
પુનર્ = ફરીથી.
સ = સાથે.
સ્વયમ્ = પોતે.



# નળાખ્યાન.



## કડવું ૧ લું.

નૈષધનાથની કહું કથા, પુણ્યસ્લોક જે રાય;
વૈશપાયન વાણી વદે, આર્ણિક પર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈત વનમોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાકાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેત પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે.
યુધિષ્ઠિરરાય અતિ દુ:ખ પામ્યા, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઇએ કીધો તાંહાં નવો નેગ.
એહેવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એહેવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.
ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય.
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતસ્કર્ણ.
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુ:ખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.
ધર્મ કેહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;
અવળાસવળી સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રૂદન.
ભીમસેનની પાસે જો હું, માગુ દાતણ પાણી;
બડબડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોટું તાણી.

પ્રાતઃસામગ્રી નકુળ પાસે, કદાપી જો મેં માગી;
એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઉં, સાધુ મંન ન આણે રોષ;
પણ મધ્યાન્હે ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.
એહેવી રીત તો ત્રણે ભાઇની, મુજથી નવ સેહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય.
વણ માગે વેળાએ આપે, જે જોઇએ તે આણી;
ફળ જળ મુખ આગળ લેઇ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહેના ગુણ હું નથી વિસરતો, રહ્યો છૌં રૂદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી.
નિશ્વાસ મુકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદસ્વ રૂખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દૂખી.
રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ હમો સર્વ હારી;
એહેવું કોને હવું હશે સ્વામી, પીડા પામી નારી.
વળતા વાણી વદે વૃહદસ્વજી, શું આણો વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહેનો સોમો ભાગ.
રૂપ રાજ્ય ને ધંન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહેના જેવું, કો ન ભોગવે રાજાન.
ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.
દાસીરૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળગાત્ર;

હેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુઃખ કોણમાત્ર.
કર જોડીને ધર્મ એમ પૂછે, કોહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા તે, શા કારણ કેહેવાય.
કોણ દેશનો નરેશ કાહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી.
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય.

## વલણ.

વ્યથા જાય માહારા મનની, કેહે યુધિષ્ઠિર રાજાન રે.
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાન રે.

## કડવું ૨ જું.

વૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હદે.
એક નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.
તેહને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન.
તે રૂપે પુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન.
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી.
જીત્યા દેશ વધારી ખ્યાત, નળે શત્રુ માત્ર પમાડયા શાંત.
ભૂપતી સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધું દિગવજે.
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર.
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.
કનકે ભરીઆ છે કોઠાર, જેહેવાં ધન તેવા દાતાર.
જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખમાગ્યાં ધન આપીઆં.

ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ.
કીર્ત્તિ થઇ નળની વિસ્તીર્ણ, જેમ એક સૂરજને ઘણાં કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ.
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્તક માગનાર, તો આપતાં નળ ન લગાડે વાર.
ઉત્તર દક્ષિણ પુરવ પશ્ચ, વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઇ અદેખાઇ, હુથી વાધ્યો પિતરાઇ ભાઇ.
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહેવું જાણી મન આણી વૈરાગ, ગયો વંન ઘર કીધું ત્યાગ.
નળનો વાંજ્યો તે નવ વળ્યો, દારૂણ વનમાં પોતે પળ્યો.
જઇને સેવ્યું પર્વત શૃંગ, તે તળે વેહેછે નદી ગંગ,
શલ્યાનું કીધું આસંન, પાનડાંનું કીધું છત્ર રાજંન.
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા સ્ત્રી ગાન કરે ઘણું.
આ મૃગ તે અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
ભુંડ હસ્તી પૃથ્વિ પરજંગ, એ રાજ કેમે ન પામે ભગ.
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસંન, અણચાલતે વશ કીધું મંન.
એ કથા એટલેથી રહી, નળરાય શું કરે તહીં.
જારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઇ વિના ભુપ એકલો રહ્યો.
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.
માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ.
શરીર કુળમાંહે કાહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ.
બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ, તેંહેનું હુ કરૂં પાણિગ્રહણ.
એમ કરતાં વહી ગયા દિંન, એહેવે આવ્યા નારદ મુંન.

## વલણ.

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે.
પછે વેણાપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળ રે.

## કડવું ૩ જું.

એણીપેર બોલ્યા વૃહદશ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણીજી.
વીરસેનસુતે દીધું માનજી, અર્ઘપાદ્યે પૂજ્યા ભગવાનજી.
પૂજ્યા નારદ આદર આણી, રૂદેમાં અતિ પ્રેમ;
અન્યોઅન્ય પૂછીઓ, સમાચાર કુશળી ક્ષેમ.
રાજ્યઆસન નળનું દેખી, નારદ રૂખી એમ પૂછે;
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શું છે.
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણુતા હશો બ્રહ્માજીએ, માહારે નિરમી છે કો નારી.
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઇ કન્યા કોટાકોટ;
રૂખી હું વરૂં એહેવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાલ.
નારદ રૂખી તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ.
પણ એક કન્યા અલોકીક છે, વેદ જેહેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તૂંને કાંહાંથી પરણે.
નળ કહે ઓ મહામુની તે, કન્યાનુ કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.

નારદ કેહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ.
તેહેને ઘેર એક તારૂણી, વજાંવતી નામ અભિધાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.
એહેવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને. જમાડયો ખટ રસ.
ઘણા દિવસની ગઇ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીએ, રાણીનો વંઝાદોષ.
પૂછીને તાંહાં ખરૂં કીધું. નિશ્ચ નહિં સંતાન;
કરૂણા આણી આપીઉં, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એધાણી રાખજે એટલી. જે માહારે નામે નામ.
એહેવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.
દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતી, બાળક ચાર ઉછર્યાં.
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
તન વદન ને લોચને, ઉપમા કશી ન અપાય.

વલણ.

ઉપમા ન અપાય નળ મેં, એમ બોલ્યા વેણાધારી રે;
નળ કહે નારદ પ્રત્યે, તેહેનું રૂપ કહો વિસ્તારી રે.

કડવું ૪ થું.

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમક તણી કુઅરી છે, કેહેવી ફૂટડી રે.



ફૂટડી કેહેવી દમયતી, કાહો તેહેનું વીખાણુ;
નારદ કેહેરે સાંભળો, વીરસેનસુત સુજાણુ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ; ૧૩૫
તેહેને હું કેમ વર્ણવુ, વર્ણવી ન શકે શેષ
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણુન:
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.

(અહિંયાથી તે કડવા ૫ માં સુધી કવિએ દમયંતિની ખુબસુરતીનું ઘણુંજ અલંકારીક વર્ણન કર્યુંછે, જેમાં તે દમયંતીનું નાક, ચોટલો, મોઢું, પેટ, આંખ, હોઠ, અવાજ, દાંત, સ્તન, જાંગ, કમ્મર, વસ્ત્ર, આભુષણ, વગેરે ચીજોને રસમય ભાષામાં બીજી કુદરતી ચીજો સાથ સરખાવે છે. ૬ ઠા કડવામાં દમયંતીપર મોહિત થયલો **નળ** જંગલ ફરતો **માન** સરોવર આગળ આવે છે, જ્યાં તે જુદી જુદી જાતોનાં ઝાડ નિહાળતો ફરે છે, એવાંમાં એની નજરે કેટલાક સોનાનાં હંસ પડયાં. જે અદભૂત શોભાયમાન પ્રાણીઓમાંના એકને પકડવાની **નળ** જુગ્તિ કરતો ફરેછે, તેટલામાં તે પ્રાણીઓના **નાયક**ને ઝાડની છાયામાં ઉંઘતો દીઠો, જેની આગળ નળે હળવેથી જઇને તેનો પગ ઝાલ્યો. આથી હંસ જાગી ઉડયો અને નીચે પ્રમાણે વિલાપ કરવા લાગ્યો.)

## કડવું ૬ ઠું.

ઝાલ્યો પંખી જાગી ઉઠયો, નળને કીધા ચંચના પ્રહાર રે,
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે. ૧૪૦

## કડવું ૭ મું.

હંસે માડયોરે વિલાપ, પાપી માણુસાંરે; શું પ્રગટયું માહારૂં પાપ. પા૦
એ કાળામાથાંના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી. પા૦
એ તો જીવને મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અવશ્યમેવ. પા૦

ટુંપી નાખશે માહારી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિમહાંય. પા૦
મુને કોણ મુકાવે કરી પક્ષ, પા૦ માહારે મરવુંને એહેને ભક્ષ. પા૦
આ હું સરખું રતન, પા૦ તે એળે થાશે નીધંન. પા૦
ટળવળી મરશે માહારી નાર, પા૦ તે જીવશે કેહેને આધાર. પા૦
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા૦ ધાયો સહસ્ત્ર સ્ત્રીનો સાથ. પા૦
નાથ ઉપર ભમે સ્ત્રી વૃંદ, પા૦ ઘણું કરવા લાગાં આક્રંદ. પા૦
હંસીએ દીધો શાપ, પા૦ તારી સ્ત્રી એમ કરજો વિલાપ. પા૦
હંસ નારીને કહે વચન, હંસી સાંભળોરે.
તમે જાઓ સર્વ ભુવંન, આંહાંથી પાછાં વળોરે.
જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ધોવાય. આં૦
કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણે એટલો હશે સંબંધ. આં૦
જો અણઘટતું કીધું મેં, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાએ થાનકે ભ્રષ્ટ, હં૦ તે પામે માહારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉછૌ શીખામણ, હં૦ તમો ધરણિ મા મુકશો ચર્ણ. આં૦
એમ કેહેતો સ્ત્રીને ભરતાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦
પંખી સર્વ પામ્યા છે શોપ, હં૦ તે દેછે મુજને દોપ. આં૦
તમો હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

### વલણ.

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહીરે.
વચન સુણી નળરાયના, હંસને વાચા થઇરે.

### કડવું ૮ મું.

મનુષ્યની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તુ આપીશ તો, કાંઇ હુંએ કરીશ ઉપકાર.

મૂક મુજને સર્વથા આ, રૂવે છે માહારી સુંદરી;
એહેને આસનાવાસના કરીને, હું આવીશ તુજકને ફરી.
વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે ન ચૂંકુ;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માનાં વાહંન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચંન.
નળ કહે હું વીરસેનસુત છૌં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડુ લાગે, તાહારૂં બોલવું રઢીઆળું.
ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજ પાસે, જાવાની આશા ફોક.
પંખી કેહે રે પુણ્યસ્લોક માહારી, માતા રોઇ રોઇ મરશે;
એકનો એક છૌં તેહેને, માતા કોહોને જોઇ ઠરશે.
એક સહસ્ત્ર રૂએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
માહારૂં બંધન જાણી સર્વકો, તતક્ષણ તજશે પ્રાણી.
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહેનું મુખ નથી જોયું;
અરે નળરાજા હું રંકનું તે, સુતનું સુખ કાં ખોયું.
આપણ બન્યો મિત્ર થયા તેહનો, સુરજ દેવતા સાખી;
રૌરવ નરકે હુ પડું જો, ન પાળુ વાચા ભાખી.
ગુરૂદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને.
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મુકું છૌં નિરધાર;
તુ જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર.

પ્રતિજ્ઞા માટે મુકું છોં, મળવાને તારી નાર;
નહિ આવે તો શું કટક ચડાવું, કે તુંને ક્હાડું ન્યાતબહાર
એહેવું કહીને પંખી મુકયો, હંસ ઉડયો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળકને ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ નળરાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કેહે આ કાળને વિષે, પખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહલા હશે ભગવત.
હંસ કેહે હો ભૂપતી, સાંભળ માહારા મિત્ર;
બોલ્યુ વાયક પાળીએ નહિ તો, કાગને અમો શો અંત્ર.

## વલણ.

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે.
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે.

## કડવું ૯ મું.

નળરાજા મંદિર આવીઆ, સુભટ હંસ સાથે લાવીઆ.
સૈન્ય સઘળું સાહામું જાય, હંસને દેખી વિસ્મે થાય.
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પુછે પરધાન.
નળ કેહે સરોવર માન, તાંહાંથી મૂને આપ્યો ભગવાન.
એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદીર.
કનકનું કીધું પંજર, હંસને રહેવાનું ઘર.
એકઠા બેસી બન્યો જમે, દ્યૂતક્રીડા સાથે રમે.
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રેહેણે પ્રીત જે જડી.

અશોકવાટિકામાં એક વાર, બન્યો બેઠા ગુણભંડાર.
હંસે વાત વ્હેનની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી.
ડીબો જામ્યો આકસમાત, નેત્રે કીધું આંસુપાત.
હંસ પુછે મારા વીર, તાહારે નયણે કાં વેહે છે નીર.
નળ કહે શું પુછે મૂને, એટલું સૂજ નહીં પડે તૂને.
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો.
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે.
તમો કુંવારા ન જાણ્યા માટ, શું પૃથ્વીમાં કન્યાનો દાટ.
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ.
મરકલડું કરી મહીપતી, મિત્ર સાથે બોલ્યો વીનતી.
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા.
તેં કહ્યું નળ મુક એક વાર, કાંઇ હુંએ કરીશ ઉપગાર.
ભાઇ તે બોલ્યું કહીંએ પાળશો, એ મોહોટું દુ:ખ કહારે ટાળશો.
વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઇ સોંપો કાજ.
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સરવે થશે.
નળ કહે તમો કરો સર્વથી, પણ માહારી જીભ ઉપડતી નથી.
કપરૂં કામ કેમ દેવાય, કદાપિ થાય કે નવ થાય.
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ.
હંસ કહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહું પૂતળું.
ચૌદલોકમાં ગયાની ગત્ય, તાહારૂં કારજ થાશે સત્ય.
નળ કહે હો પંખીજંન, શરીર સુનાનું ચંચ રતંન.
એહેવી તમારી દીસે દેહ, કાંહાંથી વર પામ્યા ભાઇ એહ.
હંસ ભણે સાંભળ હો નળ, સરોવરમાં છે સુનાનાં કમળ.
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ.

પાળ પગથીએ જડયાં રતન, ચંચ ઘસું અમો પંખીજન.
તેહેની વળગે છે રેખાય, માટે રત્નજડિત ચંચાય.
હવે મા પુછશો આડી વાત, કામ શું છે કોહોની ભ્રાત.
નળ કેહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ.
તેહેને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી.

### વલણ.

કારણરૂપે તે અવતરી, વણ દીઠે મોહ થયો અમને;
તે નારીસું વેહેવા મેળવો, એહવું માગું છૌં તમકને.

### કડવું ૧૦ મું.

હસીને બોલ્યા વિહંગમ વાણીજી, ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી.



માગી માગીને શુંરે માગ્યું, એક દમયંતી નારી;
દેવ કન્યા આણી આપું તો, કવણ ભીમકકુમારી.
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી તે રૂપનિધાન;
તે નારીનાં રૂપ આગળ, દમયંતી મૂકે માન.
કોટી કન્યા પરણાવું, પદ્મની ગૌર ગાત્ર;
તેહેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ.
નળ કેહે હું સકળ સ્યામા, પામ્યો પંખીરાય;
કોટી કારજ તેં કર્યાં મેળવ, વૈદર્ભીસું વેહેવાય.
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કેહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ.
ત્યારે દિવસ આઠની અવધ કરી, કેહેતો ગયો ગુણવાન;
પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન.

ભૂપ કેહે પ્રયાણ તે, હંસ મેં ન કેહેવાય;
હું તો તું વિના એહેવો, પ્રાણ વિના જેમ કાય.
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસું સ્નેહ;
જો અવધ વટશે આવ્યાની તો, પડશે માહારો દેહ.
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવરયો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ.
ભીમકરાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્યજામની;
સખી સાથે ધુત રમે છે, દમયંતી જે ભામની.
તેણે સમે તાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરિયો કાન.
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું કરે, નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં તો, તજું માહારો પ્રાણ.
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાહાડયાં તતકાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.
દ્રોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નાહાસે, ચપળ નવ ઝલાય.
પંખી કહેરે પ્રેમદા,અમો કમળના રેહેનાર;
નળાવના કો ન ઝાલે તું, કોણ ગ્રેહે જે નાર.

**વલણ.**

ગ્રેહેનાર તું કોણ મૂર્ખી, તુંને કાંહાંથી નળની શુદ્ધ રે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે.



## આ કવિતામાં આવેલા સમાસોના દાખલા.

નળાખ્યાન. (ષષ્ઠિ તત્પુરૂષ સમાસ).

પુણ્યશ્લોક. (બહુવ્રીહિ સમાસ).

પશુપતાકાસ્ત્ર. (ષષ્ઠિ તત્પુરૂષ સમાસ).

યુધિષ્ઠિર. (સપ્તમી તત્પુરૂષ સમાસ).

મધ્યાન્હ. (ષષ્ઠિ તત્પુરૂષ સમાસ).

ગાંજીવ પાણી. (બહુવ્રીહિ સમાસ).

મહામતી. (બહુવ્રીહિ સમાસ).

નળપુષ્કર. (દ્વંદ્વ સમાસ).

દિગવર્ત્તે. (સપ્તમી તત્પુરૂષ સમાસ).

વેણાપાણી. (બહુવ્રીહિ સમાસ).

વેણુધારી. (દ્વિતીયા તત્પુરૂષ સમાસ).

થાનકભ્રષ્ટ. (પંચમી તત્પુરૂષ સમાસ.)

રત્નજડિત. (પંચમી તત્પુરૂષ સમાસ).

હરિવદની. (બહુવ્રીહિ સમાસ).

પાણી ગ્રહણ. (ષષ્ઠિ તત્પુરૂષ સમાસ).

વઝાદોષ. ( ,, ,, )

પ્રાણદાન. ( ,, ,, )

ગુણભંડાર. ( ,, ,, )



## કડવું ૧ લું.

નળાખ્યાન=(નળ+આખ્યાન) નળની કથા.

નળ=નૈષધ દેશના સૂર્યવંશી રાજા વિરસેનનો છોકરો (नल् પ્રકાશવું).

આખ્યાન=કથા (आ, ख्या કહેવું).

નાથ=ધણી (नि દોરવવું).

નૈષધનાથ=નળરાજા.

કથા=આખ્યાન. (कथ् કહેવું).

પુણ્યશ્લોક=પુણ્યવંત. (पुण् શુભ કામ કરવું; श्लु સ્તુતિ કરવી).

રાય=રાજા ( राज् પ્રકાશવું).

વૈશંપાયન=વ્યાસ ઋષિના ચાર શિષ્યોમાંનો બીજો. એણે પરિક્ષિત રાજાના પુત્ર જનમેજયને મહાભારત સંભળાવ્યું હતું.

(૨) જેની કીર્તિનું વર્ણન વૈશંપાયન ઋષિ મહાભારતના વનપર્વમાં કરેછે.

વાણી=શબ્દ. (वच् બોલવું).

વદે=બોલે. (वद् બોલવું).

આર્ણિક=જંગલનો. ( ऋ જવું).

પર્વ=ભાગ. (पर्व् ભરવું ).

આર્ણિક પર્વ=વન પર્વ; મહાભારતના ૧૮ પર્વમાંનું ત્રીજું પર્વ.

મહિમાય=(महिमा) મોટાઇ (मह् માન આપવું.)

પાંડવ=પાંડુ રાજાના પાંચ છોકરા.

દ્વૈતવન=સરસ્વતી નદીને કાંઠે આવેલું સ્વાતિક વન.

મોઝાર=માં.

અર્જુન=પાંડુ રાજાને તેની સ્ત્રી કુન્તીથી થયલા ત્રણ પુત્રમાં સૌથી નાનો. એ હથીઆર ફેંકવાની વિધામાં કુશળ હતો. એનાં બીજાં નામ **સવ્યસાચી, પારથ, ગાંડિવપાણિ**, વગેરે છે. [વની નગરી.

કૈલાસ=હિમાલયની એક ટોચ; શિ-

આરાધ્યા=પૂજ્યા. (राध् ખુશકરવું).

ત્રિપુરાર=( ત્રિપુર+અરિ ) ત્રિપુર રાક્ષસનો શત્રુ; શિવ. (ऋ જવું ).

એ રાક્ષસનું કિલ્લાવાળુ નગર અગ્નિ, પાણી અને હથીઆરથી પણ નાશ ન પામે એવું હતું, તેનો નાશ શિવે કીધો હતો.

(૫) પશુપતાકાસ્ત્ર =( પશુપતાક+ અસ્ત્ર) શિવનું બાણ.
પશુપતાક=શિવ. (એનું વાહન નન્દી–ગોધાનું છે તે પરથી મહાદેવને પશુપતિ કહે છે).
અસ્ત્ર=હથીઆર ( अस् ફેંકવું. )
પશુપતિ=શિવ. (पा બચાવવું.)
સ્વર્ગ=ઇંદ્ર વગેરે દેવતાઓને રહેવાનું ઠેકાણું. ( स्वृ અવાજ કરવો ).
કાલકેત=મારીચ રાક્ષસના છોકરા.
પુલોમા=વૈશ્વાનર રાક્ષસની છોકરીનો છોકરો. [ધર્મરાય.
યુધિષ્ઠિર=પાંડવોનો વડો ભાઇ;
માર્યો=મારી નાખ્યો. [ જવું).
ઉપન્યો=ઉપજ્યો. ( उप; नी લઇ
ઉદ્વેગ=ચિંતા. (उत, विज् ધ્રુજવું).
પુનરપિ=(પુન:+અપિ) ફરીથી.
પારથ=અર્જુન ; પૃથાનો પુત્ર.
નેગ=પ્રીતિ; સ્નેહ.
તાપસ=યોગી ( तप् તપવું. )
વૃહદશ્વ=ઋષિનું નામ છે. એણે પાંડવને નળાખ્યાન કહી સંભળાવ્યું હતું.

(૧૦) વસવાનો ઠામ=ઉતારો.
ચાતુર=ચાર.
ચાતુરમાસ=ચોમાસું.
કુંતીસુત=કુન્તીના છોકરા. (યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન.) અહિં પાચે પાંડવો. (सू જન્મ આપવો. [કરવી).
સેવાય=અરદાસ. (सेव् ચાકરી
પાય=(पाद) પગ.
તળાસવું=ચાંપવું.
ચર્ણ=પગ (चर् ચાલવું.)[લાવવું.
સાંભર્યો=યાદ આવ્યો ( स्मृ યાદ [વ્યું.(अंतर; क्र કરવું).
ભરાયું અંત:કર્ણ=હૈઉં ભરાઇઆ-
(૧૫) ધર્મરાય=યુધિષ્ઠિર.
ઋષિજી=વૃહદશ્વ ( ऋष् જવું ).
જળ=પાણી; આંસુ (जल् ઝરવું).
ભીના=ભીંજાયા.
શે=કયા. [બોલવું).
સતવાદી=સાચું બોલનાર ( वद्
નેત્રે=આંખમાં (नि દોરવવું).
ધર્મ=ધર્મરાય. ( धृ પકડવું ).
સ્વામી (स्वामिन)=ગુરૂ મહારાજ.
ઉઠી ગયો=જતો રહ્યો.

અવળાસવળા=આડા અવળા ધા; અત્યંત દુઃખ.
સાલે=લાગે; દુઃખે.
સવ્યસાચી=અર્જુન (सव्य ડાબું, षच् ફેંકવું) એ બેઉ હાથે બાણ ફેંકી શકતો હતો તેથી.
રૂદન=રડવું તે ( रुद् રડવું).
ભીમસેન=પાંડુ રાજાની સ્ત્રી કુન્તીનો છોકરો; એનામાં દસ હજાર હાથી જેટલું જોર હતું.
દાતણ=(दंतधावन) બાવળ કે લીમડાની દાંત ઘસવાની સોટી.
(૨૦) રીસાવી=ગુસ્સે થઇ.
વૃક્ષ=ઝાડ ( वृक्ष् ઢાંકવું. )
પ્રાતઃસામગ્રી=(प्रातस् સવાર, सामग्री ચીજો. ) સવારની પૂજાનો સામાન.
નકુળ=પાંડુ રાજાની સ્ત્રી માદ્રીનો છોકરો. એ નીતિ, ધર્મજ્ઞાન અને રણ વિદ્યામાં કુશળ હતો.
પોહોર=( प्रहर ) ત્રણ કલાકનો વખત; દહાડાનો ૮ મો ભાગ.
વરણાગી=ફીસીઆરી; ટાપટીપ.
સહદેવ=નકુળનો નાનો ભાઇ; એ ભૂત ભવિષ્ય જાણનાર તેમજ રણ વિદ્યામાં કુશળ હતો.
દેઉં=સોંપું ( दा આપવું. )
સાધુ=પ્રમાણીક માણસ ( साध् સાધવું.)
રોપ=ગુસ્સો. (रुष् રીસ ચડવી.)
મધ્યાન્હ=( મધ્ય+અન્હ ) બપોર.
જોષ=( ज्योतिष ) મુહૂર્ત. ( जुष् વિચાર કરવો ).
(૨૫) જોગણી=( योगिनी ) દેવી; માતા ( એ ૬૪ કહેવાય છે). ( युज् માફક આવવું ).
પરવરૂં=જાઉં ( प्र, वृत् જવું ).
ચંદ્રનું ઘર છે સાહામું=એ દિશાએ જવું લાભકારક છે. (चंद्र પ્રકાશવું).
સેહેવાય=ખમાય ( सह् ખમવું ).
દ્રૌપદી=દ્રુપદ રાજાની છોકરી; પાંચે પાંડવની સામાન્ય સ્ત્રી. (પાંચ સતી કહેવાય છેઃ—અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા ને મંદોદરી.)
હરણ કરવું=લઇ જવું (हृ લઇ જવું.)
વણમાંગે=માંગ્યા વગર.

(૩૦) મેહેલે=મૂકે.
ગાંજીવપાણી=( गांडीव पाणि ) અર્જુન. જેના હાથમાં (ગાંડીવ) ધનુષ્ય છે તે. ( પણ્ લેણદેણ કરવી. )
ગુણ=ઉપકાર; સેવા. [આવવું).
વિસરતો=ભૂલતો. ( वि; स्मृ યાદ
રૂદયા=મનમાં.
સૂનો=( शून्य) એકલો. (शून् જવું).
પાખી=વિના; સિવાય. [ લેવો).
નિશ્વાસ=નિસાસો. ( नि; श्वस् દમ-
વિજોગ=( वियोग ) જૂદા પડવું તે.
રૂખી=ઋષિ. [वि, युज् જોડવું).
હું સરખો=મારા જેવો.
રાજ્યાસન=( રાજ્ય+આસન ) રાજગાદી ( आस् બેસવું ).
ભુવન=( भवन ) ઘર. ( भू હોવું ).
રિધ=પૈસો, આબાદી. ( ऋध् આ-
હવું=થયું. [બાદ થવું ).
નારી=દ્રોપદી.
વળતા=પછી.
વૈરાગ=(वैराग्य) સંસાર ત્યાગ કરવો તે. (वि; राग् પ્રેમ.)
(૩૮) તેના દુઃખ સાથ સરખાવતાં.

હે નળ, તારૂ તો કંઇ બીઃ સાદમાં નથી.
(૪૦) અનેક=તરેહ તરેહના.
રાજાન=હે રાજા; ( राज् દીપવું ).
ભીમક કુમારી=ભીમક રાજાની છોકરી; દમયન્તી. [રમવું).
કુમારી=કુંવારી છોકરી. ( कुमार्
મુખમાંડી=સુવિસ્તર; મોંઢેથી.
છાંડી=તજી.
દાસી રૂપ ધર્યું=ચાકરડી તરીકે રહી.
ધર્યું=ધારણ કર્યું. ( धृ ધરવું ).
કુબડું=( कुब्ज ) કદરૂપું.
ગાત્ર=શરીર. ( गम् જવું ).
કોણ માત્ર=શા હિસાબમાં.
(૪૫) નરેશ=(નર+ઇશ) રાજા. (ईश् રાજ્ય કરવું ).
કાહાવે=કહેવાતો હતો.
ભમયંતી=રખડતી. (भ्रम् ભટકવું).
ઉતપત્ય=( उत्पत्ति ) મૂળ; જન્મ. ( उत, पद् જવું ).
અથઇતિ=પહેલેથી છેલ્લે સુધી.
(૫૦) વ્યથાય=(व्यथा) તન અને મનનું દુઃખ. ( व्यथ् દુઃખ થવું ).
વલણ=સાખી. ( वल् વળવું ).

વિપ્ર=બ્રાહ્મણ. (વેદ શીખ્યા પછીનો).

---

## કડવું ૨ જું.

ધરતા હૃદે=ધ્યાનથી સાંભળતા.

વિશાળ=મોટો. [ वि, शल् ઢાંકી નાંખવું ).

ભુપાળ=( भूपाल )રાજા. (भू પૃથ્વી, पा રક્ષણ કરવું ). [ધવું).

(૫૫) બાંધવજન=ભાઇ (बन्ध् બાં-

તંન=( तनय ) પુત્ર. (तन् વધારવું).

ફુટડાં=રૂપાળાં.

કામ=કામદેવ; પ્રેમનો દેવ; એની સ્ત્રી તે રતિ; એના પાંચ પુષ્પ બાણ છે તેથી તે મોહ ઉપજાવે છે. એનાં બીજાં નામ, મદન, રતિપતિ, અનંગ, પંચશર, કંદર્પ, મનસિજ, વગેરે છે.

ગયાવન=સંસાર ત્યાગ કરી ઇશ્વર ભક્તિ કરવા જંગલમાં જઇ રહ્યા.

મહામતી=મોટી બુદ્ધિવાળો ( महत् મોટી, मन् વિચારવું )

સેનાપતી=લશ્કરનો ઉપરી. ( पा પાળવું.)

ખ્યાત=(ख्याति)કીર્તિ.(ख्या કહેવું).

શત્રુમાત્ર=સઘળા દુશ્મનો. ( शद् ઓછું કરવું).

પમાડયા શાંત=તાબે કર્યા. ( शम् શાંત થવું ).

(૬૦) ભૂપતી=રાજા. (पा પાળવું.)

ભજે=માન આપે (भज् ભજવું.)

દિગવજે=( दिग्विजय ) મોટી જીત. (दिक्, દિશા; वि, जी જીતવું.)

ઉઘાડે બાર (द्वार)=નિર્ભયપણે. (द्दृ ઢાંકવું).

ચખાર=લુચ્ચા; હરામખોર.

સત્યે=સત્ય વડે. ( अस् હોવું. )

યમપતિ=યમરાજા; ધર્મરાજ; ન્યાય કરનારો દેવ. અદિતિના બાર છોકરા જે આદિત્ય તેમાંનો એક. એની નગરીનું નામ તે યમપુરી જ્યાં સઘળા મુઆ બાદ જાયછે, અને એ ઠેકાણે ન્યાય થયા પછી જીવને સ્વર્ગમાં કે નર્કમાં લઇ જવાય છે (यम् સ્વાધિન રાખવું).

કીધો સાધ=વશ કીધો. ( साध् સાધવું.

પુર=શહેર. ( पूर् આગળ જવું ).
વ્યાધ=રોગ. (व्यध् મારવું).
કનક=સોનું. ( कन् પ્રકાશવું ).
કોઠાર=( कोष्ठागार ) ભંડાર. (कोष्ठक દાણા ભરવાની જગ્યા. )
દાતાર=(दातृ) આપનાર. (दा આપવું). [માંગવું).
જાચક=(याचक) ભિખારી. (याच्
દારિદ્ર=દુ:ખ.(दरिद्रा ગરીબ હોવું).
કાપીઆં=મટાડયાં.
મુખ માગ્યાં=જેટલાં માંગે એટલાં.
(૬૫)ભિક્ષુક=માંગનાર. (भिक्ष् ભીખ માંગવી).
હોલાણી=હોલવાઇ. ( હોલવ ધાતુનું ભુતકૃદંત).
દાજ=સંતાપ. (दह બાળવું).
કીર્તિ...વિસ્તીર્ણ=નળની કીર્તિ ચોમેર ફેલાઇ ગઇ'. (कृत् વખાણવું).
પ્રસરે=ફેલાય. (प्रसृ ફેલાવું).
કીર્ણ=કિરણ; બીંબ.
(૬૭) તેનાં સારાં કામોને માટે લોકો નળને પુણ્યવાન કહેવા લાગ્યાં. [વ્યાપવું).
વૈષ્ણવ=વિષ્ણુને માનનારા (विष्-
બાધું=બધું. [કરવું).
નેમ=નિયમ. ( नि, यम् સ્વાધિન
દાન=ભિક્ષા. (दा આપવું).
મસ્તક=માથું. [ સઘળે ઠેકાણે.
(૭૦) ઉત્તર—પશ્ચ=ચારે દિશાએ;
વાધ્યો=વધ્યો.
અદેખાઇ=ઇર્ષા. (अ, दृश्, જોવું).
મુજ થકી=મારા કરતાં.
યશ=કીર્તિ.
પિતરાઈ=(पितृव्यज)કાકાનો દીકરો. ( पितृव्य કાકો, जन् જનમવું; पितृ બાપ; पा પાલવું).
સમસ્ત=બધી. (सम, अस फेंकवुं).
એ આગળ—અસ્ત=એની આગળ મારૂં માન ઘટી ગયું. (अस् ફેંકવું). [ દેવું).
કીધું ત્યાગ=તજી દીધું. (त्यज् છોડી
વાળ્યો=સમજાવેલો.
દારૂણ=અઘોર. ( दृ ફાડી નાખવું).
પળ્યો=ગયો. (प्लु જવું).
(૭૫) સેવ્યું=રહ્યો. (सेव् સેવવું).
શૃંગ=શિખર.
નિર્મળ=(નિ:+મલ) સ્વચ્છ પાણી વાળી (मल् ધારણ કરવું).

ગંગ=ગંગા નદી. (गम् જવું).

૭૭-૭૯. તેણે જંગલમાં મન મનાવનારૂં રાજ શરૂ કીધું; ત્યાં કોયલ ટૌકા કરતી હતી તે તેને મન દર બારની રામજણી હતી, હરણ તે મારા ઘોડા છે, ઝાડ તે બારણે ઉભેલા છડીદાર છે, ડુક્કર તે હાથી બરાબર છે, અને આ જમીન તેજ મારો પલંગ છે.

શલ્યા=પથ્થર; શિલા.

આસન=બેઠક. (आस् બેસવું).

પાનડાં=પાંદડાં. (पत् પડવું).

છત્ર=છાયો. (छद् ઢાંકવું).

માનસી=મન મનાવવાનું; મન કલ્પિત. (मन् વિચારવું.)

કોકિલા=કોયલ.

ગાન=ગાયન. (गै ગાવું).

મૃગ=હરણ.

અશ્વ=ઘોડો. (अश् પ્રસરવું).

કારણે=માટે.

દ્રુમ=ઝાડ. (द्रु જવું). [વી લેવું.)

પ્રતિહાર=દરવાન. (प्रति, हृ છીન-

ભુંડ=ડુક્કર; વરાહ.

હસ્તિ=હાથી; ગજ; કરી.

પરજંગ=(पर्यंक). પલંગ.

કેમે=ગમે તે કરવે.

ભંગ=નાશ. (भंज् ભાગવું).

(૮૦) નવ=નહી.

ખાતર=ઘરમાં છુપી રીતે આવવાને ચોર જે બાકોરૂં પાડે છે તે. (खन् ખોદવું).

એણી પેરે=આવી રીતે.

અણુચાલતે=જેમ તેમ કરી; ન છુટકે. (चल् ચાલવું).

વશ કીધું મન=મન કાબુમાં રાખ્યું; મન માર્યું.

રહી=બંધ રાખો.

નિષ્કંટક=( નિઃ+કંટક ) વગર હરકતે. (कट् જવું.) [કરવો.

આણ=( आज्ञा) દુવાઇ. ज्ञा હુકમ

(૮૫) માગાં=લગ્નની માંગણી. (मार्ग् શોધવું).

ખોડ=ખામી.

જોડ=જોડી. (जुड् જોડવું).

લક્ષણ=ગુણ. (लक्ष् જોવું).

સંપૂર્ણ=પૂરેપૂરાં. (पृ ભરવું).

પાણિ=હાથ. (पण् લેણુ દેણુ કરવી).

ગ્રહણ=પકડવું તે. (ग्रह् લેવું).

• પાણિગ્રહણ=લગ્ન.
દિન=દિવસ. (दिव् પ્રકાશવું).
મુંન=મુનિ; ઋષિ.
સુણ=સાંભળ. (श्रु સાંભળવું).
(૯૦) વેણા=(वीणा) તંબુરો. (वि, नंद् અવાજ કરવો).
વેણાપાણી=નારદમુનિ. (વીણા જેના હાથમાં છે તે.)
વેવિશાળ=વિવાહ. (विश् પ્રવેશ કરવો).

---

## કડવું ૩ જું.

(૯૧)એણીપેર=આ પ્રમાણે.
[બોલવું).
વાણી બોલ્યા=વર્ણન કીધું. ( वच्
વિરસેનસુત=નળ; વિરસેનનો છોકરો. (सू જન્મ આપવો).
માન=આબરૂ.
અર્ઘ=દેવને અથવા બ્રાહ્મણને માન આપવા સારૂ ચોખા, ફૂલ, પાણી, વગેરે પૂજાનો સામાન. (अर्ह् લાયક થવું).
પાદ્ય=માન આપવા સારૂ પગ ધોવાનું પાણી. (पाद પગ).
અર્ઘ...પૂજ્યા=હાથમાં અર્ઘ આપી પગ ધોઇ પૂજા કરી.
ભગવાન=ઇશ્વરી અંશવાળો ઋષિ; નારદ.
આદર આણી=માન સહિત.
અન્યોઅન્ય=એક બીજાને.
કુશળીક્ષેમ=આરોગ્યતા; સુખાવસ્થા; તંદુરસ્તી. (કુશળ=આરોગ્ય+ક્ષેમ=કલ્યાણ ).
(૯૫)પટરાણી=મુખ્ય રાણી; પહેલી પરણેલી રાણી. (पट्ट રાજગાદી, राज्ञी રાણી).
આસન=રાજગાદી. (आस् બેસવું.)
દોષ=પાપ. (दुष् બગડવું ).
પ્રતિ ઉત્તર બોલ્યા=(प्रत्युत्तर) જવાબ દીધો.
શોષ ધરી=ફિકર સહિત; અચકાતાં. (शुष् સૂકાઇ જવુ ).
પ્રજાપતિ=બ્રહ્મા; સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર.
પુત્ર=છોકરો. (पु એ નામનું નર્ક, त्र તારણ-કરનાર). [નાર.
વેણાધારી=નારદ; વિણાને રાખ-
(૧૦૦)બ્રહ્માજી=સૃષ્ટિ ઉત્પન્ન કર-

નાર. એનું વાહન હંસ છે. એની પુત્રી સરસ્વતિ છે. બ્રહ્મા ચાર મ્હોડેથી નિરંતર ચારે વેદ ભણ્યા કરેછે. પ્રજાપતિ, વિરંચી, ચતુરાનન વગેરે બીજાં એનાં અનેક નામ છે. (बृह् વધવું).
માહારે નિરમીછે=મારે માટે પેદા કરીછે. (निर्मा ઉત્પન્ન કરવું).
કો નારી=કોઇ સ્ત્રી.
સપ્ત=સાત. (પ્રા૦હફ્ત).
દ્વીપ=જમીનનો પાણીથી ઘેરાયલો ભાગ. (द्वि બે, अप પાણી) બે અર્ધ ગોળ મળી સઘળી બાજુએ પાણી તે.

હિંદુશાસ્ત્ર પ્રમાણે સપ્ત દ્વીપ નીચે પ્રમાણે છેઃ—

જંબુ, પ્લક્ષ, કુશ, શાક, શાલ્મલિ, કૌંચ અને પુષ્કર.

દરેક દ્વીપ સાથ એકેક સમુદ્ર છે. નવખંડ આ પ્રમાણે છેઃ—

ઇલાવૃત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરૂષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્યમય ને ઉત્તરકુરૂ. (खंड् ભાગવું).

કોટાકોટ=કરોડો; અગણિત.
રૂખી=ઓ રૂપિ.
વરૂં=પરણું. (वृ પસંદ કરવું).
શકે...ખોટ=મને લાગે છે જે પૃથ્વીમાં કન્યાની તાણ છે.
રૂપ=ખુબસુરતી.
કુળ=ખાનદાન; વંશ; ઓલાદ.
ચાતુરી=(चातुर्य) હોશિઆરી.
ચાલ=રીતભાત. (चल् ચાલવું).
સકળ લક્ષણ=સઘળા ગુણ; બત્રીસ લક્ષણ. (लक्ष् જોવું).
પુરણ=પૂરા. (पृ ભરવું).
પરણું=વરૂં; લગ્ન કરૂં. (परि ચોતરફ+नि દોરી લઇ જવું). હિંદુઓ લગ્ન દિવસે બાયડીને ચોરીની ક્રિયા કરતી વખતે એક ખાડા આસપાસ ફેરવે છે).
તત્કાળ=(तत्कालम्) તરત. (कल् જાણવું).
(૧૦૫) તવ=ત્યારે. કીજે=કહીએ.
શ્યામા=સ્ત્રી. (श्याम કાળું).
સ્વરૂપ=ચહેરો.
અલોકીક=અસાધારણ; આ દુનિઆમાં મળે નહીં એવી.

(अ નહિ, लौकिक દુનિઆ સંબંધી; लोकू જોવું ).
વેદ=આર્ય લોકનું મૂળ ધર્મ પુસ્તક.—વેદ ૪ છે:—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ. (विद् જાણવું ).
વેદ જેહેને વરણે=જે સ્ત્રીનું વર્ણન વેદ જેવા પૂસ્તકમાં કીધેલું છે. (वर्ण् વર્ણન કરવું ).
ઇંદ્ર=દેવતાઓમાં મુખ્ય; સ્વર્ગનો રાજા. એ અમરાપુરીમાં નંદન બાગમાં વૈજ્યંત નામના મહેલમાં રહે છે; એની સભામાં ગાનારા તે ગંધર્વ ને નાચનારી તે અપ્સરા કહેવાય છે, એની સ્ત્રીનું નામ શચિ છે. ઇંદ્રને હજાર આંખ છે તેથી એને સહસ્રાક્ષ કહે છે. (इद् કીર્તિવાન થવું.) [નહિ.
ઇચ્છે નહિ=પરણવાની મરજી કરે
મહામુની=મોટા ઋષિ.
કોણ નામ=શું નામ. કવણ=કોણ.
(૧૧૦) સકળ=સઘળા.
ઉત્તમ=શ્રેષ્ઠ.

વિદર્ભ દેશ=દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલો એક દેશ. હાલમાં એને વરાડ પ્રાંત કહે છે. [છે.
રાજ્યાસન કરે છે=અમલ ચલાવે
તારૂણી (तरुणी)=જુવાન સ્ત્રી.
અભિધાન=નિશાન;ઓળખ (अभि; घा ધારણ કરવું). [પવું).
પુણ્યદાન=ધર્મનાં કામ. (दा આ-
અપાર=ઘણાજ. [સ્તારવું ).
સંતાન=છોકરો. (सं+तन् વિ-
(૧૧૫) દમન=ઋષિનું નામ છે. (दम् દમવું).
આતિથ્ય=પરોણાગત. (अतिथि પરોણો ; अट् ભટકવું).
ખટરસ=૭ રસવાળાં (ભાતભાતનાં) ભોજન. (षट् ૭). ખાટો, ખારો, મીઠો, તુરો, તીખો અને કડવો.
ક્ષુધા=ભૂખ. (क्षुध् ભુખે મરવું.)
ત્રિકાળજ્ઞાને=ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળની હકીકત જાણવાની શક્તિ વડે.
વંઝા (वंध्या)=વાંઝણી; છોકરૂં ન થાય એવી સ્ત્રી.

દોષ=ખોડ; ખામી. (दुष् ખોડ હોવી).
ખરૂં કીધું=નક્કી કીધું.
(૧૨૦) કરૂણા=મહેરબાની; દયા.
વરદાન=આશિષ; વચન. (वृ પસંદ કરવું, दा આપવું).
અંતરધાન પામીઆ=અલોપ થયા; જતા રહ્યા. (अंतर; ध्यै વિચારવું)
(૧૨૫) ઉછર્યા=મોટા થયા.
વદન=મોં. (वद् બોલવું.)
લોચન=આંખ. (लोच् જોવું).
ઉપમા=મુકાબલો; સરખાપણું. (मा માપવું).
મેં=મારાથી. પ્રત્યે=આગળ.
રૂપ કહો=ખુબસુરતીનું વર્ણન કરો.
વિસ્તારીને=લંબાણથી. (वि+स्तृ= ફેલાવવું).

---

### કડવું ૪ થું.

ફુટડી=શોભાયમાન; ખુબસુરત.
વીખાણ (व्याख्यान)=વખાણ. (ख्या કહેવું). [જાણવું).
સુજાણ (सुज्ञान)=ચતુર. (ज्ञा
(૧૩૫)ચાતુરી=(चातुर्य) ચતુરાઇ.
અદભુત=અસાધારણ; નવું. (अत्; भू થવું).
વેશ=પોશાક; લુગડાંનો દેખાવ. (विश् દાખલ થવું).
કેમ વર્ણવું=કેવી રીતે બ્યાન કરૂં. હું તેમ કરવા અશક્ત છું.
શેષ=શેષ નાગ; નાગનો રાજા; એ હંમેશા પાતાળમાં રહેછે. એને હજાર જીભ છે. એ પૃ-થ્વીને પોતાની ફેણપર ધરી રાખેછે, તેથી એને ધરાધર પણ કહેછે. (शिष् મારી નાખવું.)
માનની=(मानिनी) સ્ત્રી. (मान् માન આપવું).
પક્ષીજન=સર્વ પક્ષી.

---

### કડવું ૬ ઠું.

ચંચ=ચાંચ. (चंच् જવું).
પ્રહાર=ઘા. પોકાર=શોક.

---

### કડવું ૭ મું.

(૧૪૦) વિલાપ=રડાકૂટ; શોક. (लप् બોલવું).
માણસાં=માણસ.

કાળા માથાંનો ધણી=મનુષ્ય.
જીવ=પ્રાણી. તતખેવ=તરતજ.
અવશ્યમેવ=(અવશ્યમ્+ઇવ)જરૂર
(अव; श्यै જવું).
પંખાય=(पक्ष) પાંખ.
અગ્નિમહાંય=દેવતામાં.
રતન=(रत्न) ઘણું સુંદર પ્રાણી.
એળે=ફોકટ. (મરી જશે).
નીધંનથાશે=મૂલ વગરનું થશે;
ટળવળી મરશે=રીબી મરશે.
ગ્રહ્યો=પકડાયલો. (ग्रह् પકડવું).
ધાયો=દોડી આવ્યો. (धाव् દો-
ડવું). સાથ=ટોળું.
સ્ત્રીવૃંદ=હંસની સ્ત્રીઓનું ટોળું.
આક્રંદ=રડાકૂટ. (आ; क्रंद् રડવું).
(૧૫૦)હંસી=હંસની માદા; હંસા.
શાપ=કદુઆ. (शप् શ્રાપ દેવો.)
કેમ...બંધ=માઠાં કામ કીધાં હોય
તેને લીધે માણસને જે અડચ-
ણ પડેછે તેમાંથી કેમ છૂટી
શકીએ.
સંબધ=લહેણું. (बंध् બાંધવું).
(૧૫૫) અણુઘટતુ=અઘટિત;
અયોગ્ય. (घट् ઘડવું).

વારી રાખ્યો=તે કરતાં અટકાવ્યો.
વ્યોમ=આકાશ.
નિદ્રા કીધી=સુતો.
ભોમ=( भूमि ) જમીન.
સ્થાનકભ્રષ્ટ=પોતાની જગ્યાથી દૂર.
(स्था રેહવું, भ्रष् પડવું).
ધરણિ=પૃથ્વી. ( धृ પકડવું ).
મા મુકશો ચર્ણ=જશો નહિ; ચા-
લશો નહિ.
(૧૬૦) રોષ પામ્યાછે=ગુસ્સે થયા
છે. ( रुष् ગુસ્સે થવું ).
દોષ દેછે=ઠપકો આપેછે. (दुष् બ-
ગાડવું ).
વિશ્વાસ ધરો=ભરોસો રાખો
( श्वस् શ્વાસ લેવો ).
નાશ નવ કરવાનો=મારી નહીં
નાખીશ. (नश् નાશ થવો).
હસને વાચા થઇ=હંસ માણસની
પેઠે બોલવા લાગ્યો.

---

## કડવું ૮ મું.

મનુષ્ય=માણસ જાત. પેરે=પેઠે.
(૧૬૫) પ્રાણદાન=જીવત દાન.
સર્વથા=ગમે તેમ કરી.

સુંદરી=સુંદર સ્ત્રી.
આસના વાસના કરી=દિલાસો આપી.
(૧૭૦) વાહન=જેમાં બેસી દુર જવાય તે. ( वह् લઈ જવું ).
અવની=પૃથ્વી. (अव् રાખવું)
એક=એકઠાં. દેશપતિ=રાજા.
ક્ષત્રી=લડાયક જાતનો (क्षण् કાપવું).
કેવળ=નર્યો, બીલકુલ. [નાખવું).
વિઘ્ન=હરકત; નાશ. ( हन् મારી
(૧૭૫)રઢીઆળું=ખુશ લાગે એવું.
ખટપટ=ફીકર. ટાળો=રાખો નહીં.
શોક=દલગીરી. ફોક=ફોકટ.
ઠરશે=સંતોષ પામશે.
(૧૮૦) તતક્ષણુ=તરતજ.
તજશે પ્રાણુ=મરી જશે.
પ્રસવ્યો=જન્મ આપ્યો (प्र; सू જન્મ આપવો).
સાખી=સાક્ષી ( स; अक्षि આંખ).
સુરજ દેવતા=સૂર્યદેવ. [નરક.
(૧૮૫) રૈરવ નરક=રૈરવ નામનું નરક=મુઆ પછી પાપી માણુસનું રેહેવાનુ ઠામ. (૨૮ નર્ક છે).
ભાખી=બોલેલી ( भाष् બોલવું).

દ્રોહી=કપટથી વર્તનાર ( द्रुह् ઇજા કરવી ).
સ્વામિ દ્રોહી=પોતાના શેઠ સાથ કપટથી વત્તનાર.
પાતિક=પાપ ( पत् પડવું).
ત્રાહે ત્રાહે કરી=ઘણો દલગીર થઇ.
નિરધાર=( નિઃ+ધાર ) નક્કી.
સમ=સોગંદ.
(૧૯૦) પ્રતિજ્ઞા=વચન ( ज्ञा જાણવું ).
કટક=લશ્કર ( कट् ઘેરી લેવું).
મુકયો=છોડી દીધો.
પ્રેમદા=સ્ત્રી (मद् અહંકાર કરવો).
સુંદરી=સ્ત્રી.
સમજાવી=ધીરજ આપી.
(૧૯૫) વોળાવી=તેને ઠેકાણે મો-
અંધ=આંધળો. [કલી
આ કાળને વિષે=આવા વખતમાં.
સતવંત=સાચું બોલનાર.
ભગવંત=ઇશ્વર. વાયક=વચન.
કાગ=કાગડો. (कक् ચપળતા રાખવી).
અંત્ર=તફાવત. (अत् બાંધવું).

## કડવું ૯ મું.

મંદિર=ઘર; મહેલ. સુભટ=શુરો.
(૨૦૫) સૈન્ય=લશ્કર.
વિસ્મે=અજાયબ.
વસ્ત=વસ્તુ; પ્રાણી.
માન સરોવર=ટીબેટમાં છે.
વીર=ભાઇ. (वीर् પરાક્રમી થવું).
પિંજર=પાંજરૂં.
(૧૧૦) એકઠા=સાથે.
ઘૂત ક્રીડા=પાસા સોગટાંની રમત (द्यूत् પ્રકાશવું; क्रीड् રમવું).
રસિયા=મોજીલા.
રેહેણ=ધાતુ સાંધનારી મેળવણી.
જડી=બાઝી.
પ્રેમ...જડી=પ્રેમરૂપી રહેણ વડે નળ અને હંસની પ્રીતિ એક બીજા સાથ બાઝેલી હતી.
વાટિકા=વાડી. ગુણભંડાર=મહાગુણી. (गुण् કહેવું).
વ્રેહે=વિયોગે (સ્ત્રીના). [આવ્યો.
ડીઓ જામ્યો=રડવાનો ઉભરો થઇ
આકસમાત=એકાએક.
આંસુપાત=( अश्रुपात ) આંસુ પડવાં તે ( पत् પડવું ).

(૨૧૫)નયણુ=(नयन) આંખ (नि દોરવવું).
કાં=કેમ.
સુજ=સમજ. (सुध् ચેતવવું).
ભાભી=( भ्रातृजाया ) ભાઇ (નળ) ની બાયડી.
કર ઘસે=પસ્તાવો કરે.
પીહેર=( पितृगृह ) બાપને ઘર.
દાટ=ખોટ. માટ=માટે.
(૨૨૦)લોહ્યું=લુછ્યું. (लुष् લુછવું).
ખગ=પક્ષી (ख આકાશ गम् જવું)
રોતો રાખ્યો=રડતો બંધ રાખ્યો.
મરકલડું કરવું=મોં મલકાવવું.
ગ્રહ્યા=પકડયા=(ग्रह् પકડવું ).
બોલ=વચન. ઉપગાર=ઉપકાર.
(૨૨૫) વળતો=પછી.
સેવક=ચાકર. (सेव् સેવા કરવી).
સર્વથી=ગમે તેમ કરી.
કપરૂં=અઘરૂં; કઠેણું.
દેવાય=સોંપાય.
ખેદ=દલગીર. (खिद् દુઃખ ભોગવવું). [કાવું).
લાજે=શરમને લીધે. (लज् ઓસનાવો=ન આવો.

વાચક=શબ્દ. વાચકવેદ=એ વેદ વાક્યના જેવું સત્ય છે.
(૨૩૦)અમથો=કામ કર્યા વગર.
વળું=પાછો આવું.
નોહું=નથી. પૂતળું=મૂર્ત્તિ.
લોક=દુનિયા.
એ ત્રણ કહેવાય છે—સ્વર્ગલોક, મૃત્યુલોક, પાતાળલોક. વળી સાત પણ કહેવાય છે:-ભૂ, ભુવર, સ્વર, મહર, જન, તપો ને સત્યલોક. આ પ્રમાણે સાત ઉપરની ભૂલોક અને સાત નીચેના સપ્તપાતાળ મળીને ૧૪ લોક થાય છે.
ગત્ય=શકિત. (गम् જવું).
સત્ય=નક્કી. (अस् હોવું).
(૨૩૫)દેહ=શરીર. [કરવું).
વર=વરદાન; આશિષ. (वृ પસંદ
ભણે=કહે. રેખાય=રજ.
ચંચાય=ચાંચ.
રત્ન જડિત=જવાહિરથી મઢેલી.
ભ્રાત=(भ्रातृ) ભાઇ.
કુંદનપુર=વિદર્ભમાં આવેલી ભીમકની રાજધાની,
(૨૪૦)કારણરૂપે=કોઇ કારણ માટે.
વણુદીઠે=વગર જોયે. [સાથે.
મોહ=મોહબત. નારી સું=સ્ત્રી
વેહેવા=વિવાહ. મેળવો=કરાવો.
માગું કહ્યું=વિનંતિ કરી કહ્યું.

કડવું ૧૦ મું.

વિહંગમ=પક્ષી. (विहम् આકાશ, गम् જવું).
(૨૪૫)કવણ=શા હીસાબમાં.
લજ્જા આણી=શરમાઇને.
વિદ્યાધરી=દેવતાઓના વિદ્યાધર નામના ગણની કન્યા.
કિન્નરી=કિન્નર નામના એક જાતના સ્વર્ગના ગવૈયાની સ્ત્રી.
ગાંધ્રવી=ગંધર્વની કન્યા. (गै ગાવું).
રૂપનિધાન=અતિ રૂપાળી. (नि; धा પકડવું).
દમયંતી મૂકે માન=દમયંતી પોતાની ખુબસુરતીનું અભિમાન મૂકી દે. (मान् માન આપવું).
કોટી=કરોડો.
પદ્મની=રૂપરંગ, ચતુરાઇ વગેરેમાં શ્રેષ્ટ સ્ત્રી. શાસ્ત્રમાં ૪ જાતની સ્ત્રી કહેલી છે:—પદ્મની, ચિત્રિણી, શંખિની. હસ્તિની.

ગૌર=સફેદ, ગોરૂં.
કાંતિ=ખૂબસુરતી.
અંતળ...પાતાળ=પૃથ્વીની નીચેનાં દેશ. સાત પાતાળનાં નામ છે.
બાળ=છોકરી. શ્યામા=સ્ત્રી.
કોટી કારજ=કરોડો કામ.
(૨૫૫)જુગ=(યુગ) લાંબો વખત. જુગ ૪ કહેવાય છે:—સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કળીયુગ.
વૈદર્ભીસુ=દમયંતી સાથે.
પ્રમાણુ=જેવો.
વાયદો કર્યો=મુદત બાંધી.
અવધ કરી=મુદ્દત બાંધી.
પીઠી કરજો=લગ્ન માટે સુગધી હળદ વગેરે શરીરે ચોળાવજો. (પિષ્ દળવું). હિંદુઓમાં જનોઇને દિવસે છોકરાને, લગ્નમાં વરકન્યાને, અને અધરણીમાં સ્ત્રીને શરીરે પીઠી ચોળવાનો ચાલ છે.
જાન=વરનાં સગાંવહાલાં.
પ્રયાણ=જવું તે. (યા જવું).
પ્રયાણ...કહેવાય='તું જા' એમ બોલવાને મારી જીભ ઉપડતી નથી.
વિલંબ=ઢીલ.
કાય=કાયા.
(૨૬૦) કોસું=કોઇની સાથે.
વટશે=વીતી જશે.
દેહ પડશે=હું મરી જઇશ.
વિશ્વાસ=ખાતરી. પરવરયો=ગયો.
ખગેશ=(ખગ+ઇશ) પક્ષીનો રાજા; હંસ.
મસ્તકે=માથે.
ધામ=ઠેકાણું.
(૨૬૫) પૂર્ણિમા=પુનેમ.
મધ્યજામની=મધરાત.
ભામની=સ્ત્રી. (ભામ્ ગુસ્સો કરવો).
હરીવદની=ચંદ્રમુખી. (હરી=ચંદ્ર. વદન=મોં).
ચંપક છોડ=ચંપાનું ઝાડ.
સું=કેવું સરસ.
સાવજું=પક્ષી. કોડ=મન.
કર ચડે=હાથમાં આવે.
અબળા=સ્ત્રી; અંગના.
ઝાંઝર=ઘુંઘરીવાળું પગનું ઘરેણું
(૨૭૫) કામની=સુંદર સ્ત્રી.
ડાળ=ડાળી.
નીચી ડાળે બેઠો=(કારણ કે હંસ પોતે પકડાવાજ માગતો હતો.)
દોડે=દોડે. શુ[illegible]=[illegible]; [illegible].